

# કંબોડિયા

નારાયણ પિલે

પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ-૨૮૬



૬૦ પૈસા



પરિચય

પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ – ૨૮૬

# કંબોડિયા

નારાયણ પિલ્લે








પરિચય ટ્રસ્ટ

સંપાદક: વાડીલાલ ડગલી

પ્રકાશક
યશવંત દોશી
પરિચય ટ્રસ્ટ
બૉમ્બે મ્યુચ્યુઅલ ચેમ્બર્સ
૧૯/૨૧, હમામ સ્ટ્રીટ, મુંબઈ-૧

મુદ્રક
ધીરુભાઇ ઝીણાભાઈ દેસાઈ
સ્ટેટ્સ પીપલ પ્રેસ,
જન્મભૂમિ ભવન,
કોટ, મુંબઈ-૧








પહેલી આવૃત્તિ નવેમ્બર, ૧૯૭૦

૬૦ પૈસા

કવર ડિઝાઇન વી. એન. ઓક

# કંબોડિયા

અગ્નિ-એશિયાના દેશોમાં પણ કંબોડિયા પછાત દેશ છે. ૭૦,૦૦૦ ચોરસ માઈલનો એનો વિસ્તાર છે. વસતિ ૬૫ લાખ જેટલી એટલે કે સૌરાષ્ટ્રની વસતિ કરતાં કે મુંબઈની વસતિ કરતાં થોડીક જ વધારે છે. કુલ વસતિના ૮૫ ટકા કંબોડિયન છે, ૮ ટકા વિયેટનામી લોકો છે અને ૬ ટકા ચીનાઓ છે. બાકીની વસતિ થાઇલૅન્ડ, લાઓસ અને ભારતના વતનીઓની છે.

મુખ્ય પાક ડાંગર, મકાઈ અને રબરનો છે. મુખ્ય ઉદ્યોગો કાપડ અને પ્લાયવૂડના છે. કાપડનું વાર્ષિક ઉત્પાદન ૫ કરોડ મીટર જેટલું અને પ્લાયવૂડનું ૩૩ લાખ મીટર જેટલું છે. ત્રીજો ઉદ્યોગ શણના કોથળા બનાવવાનો છે. મુખ્ય નિકાસ પ્લાયવૂડ અને શણના કોથળાઓની છે પણ લડાઈને લીધે આ બન્નેની નિકાસને મોટો ધક્કો લાગ્યો છે. વિદેશી હૂંડિયામણની બીજી મોટી કમાણી વિદેશી પ્રવાસીઓને લીધે થતી હતી. દર વર્ષે ૫૦,૦૦૦ વિદેશી પ્રવાસીઓ અંગ[illegible]માં પ્રસિદ્ધ ઐતિહાસિક મંદિરો જોવા આવતા. પણ સામ્યવાદીઓ એ મંદિરો પર તોપમારો કરી શકે એટલા નજીક આવી ગયા ત્યારથી પ્રવાસીઓની આવક લગભગ બંધ થઈ ગઈ છે. આનું પરિણામ એ આવ્યું છે કે લડાઈ પહેલાં પણ વિદેશ સાથેના વેપારમાં ૧૩ કરોડ રૂપિયાની ખાધ હતી તે સારી પેઠે વધી છે.

૧૯૬૯માં કંબોડિયાનું અંદાજપત્ર ૯૫ કરોડ રૂપિયાનું હતું. તેમાં ૩૦ ટકા ખર્ચ સંરક્ષણનું હતું. પણ ગયે વર્ષે સામ્યવાદીઓ સાથે લડાઈ શરૂ થયા પછી સંરક્ષણખર્ચ ઘણું વધી ગયું છે.

બેંગકોક અને હૉંગકોંગથી ચાલતા આંતરરાષ્ટ્રીય વિમાની વ્યવહાર સાથે કંબોડિયા સંકળાયેલું છે. એનું સિંહાનૂકવિલ બંદર પણ આંતરરાષ્ટ્રીય જહાજી વ્યવહાર સાથે જોડાયેલું છે. માલ અને ઉતારુઓને લઈને આવતાં જહાજો એ બંદરે લાંગરે છે.

થોડા સમય પર કંબોડિયાનું નામ અખબારોનાં પાનાં પર ચમકી ઊઠેલું. વિશ્વની એક જૂનામાં જૂની રાજાશાહી ત્યાં ઊથલી પડી હતી. પછી તો બૌદ્ધ મંદિરોના ઘંટારવ સાથે કંબોડિયા ૧૯૭૦ના ઑકટોબરની ૩જીએ પ્રજાસત્તાક રાજ્ય બની ગયું. આ નવા પ્રજાસત્તાકનો નવો રાષ્ટ્રધ્વજ રાજ્યનાં સત્તાસ્થાનો પર ફરકી રહ્યો. આ ચોરસ નીલરંગી ધ્વજના ઉપરના ડાબી બાજુના ખૂણા પર એક નાનકડો લાલ ચોરસ હતો જેમાં [illegible]કોર મંદિરોનાં ત્રણ મુખ્ય શિખરો અંકિત થયેલાં હતાં અને ધ્વજના ઉપરના જમણી બાજુના ખૂણા પર ત્રણ તારકો આલેખાયા હતા. આ હતું નવા રાષ્ટ્રનું નવું નિશાન.

પાટનગર નોમ પેનમાં જ્યારે નવા પ્રજાસત્તાકને ૧૦૧ તોપોની સલામી અપાઈ રહી હતી ત્યારે કંબોડિયાના છેલ્લા રાજવી નરોત્તમ સિંહાનૂક પેકિંગમાં દેશનિકાલ બની

બેઠા હતા. તે વખતે દેશમાં લશ્કરી શાસન જાહેર થયેલું હતું અને સિંહાનૂકના ટેકેદારો તેમ જ નવા પ્રજાસત્તાકના પક્ષકારો વચ્ચેનું આંતરયુદ્ધ ચાલતું હતું. પ્રિન્સ સિંહા-નૂકને વિયેટનામી અને ચીની સામ્યવાદીઓનો ટેકો હતો, જ્યારે નવા શાસકોને અમેરિકાનું પીઠબળ હતું.

એક રાષ્ટ્ર તરીકે અત્યાર સુધી કંબોડિયા એના ૭૦ લાખ પ્રજાજનો કરતાં એના જોશીલા, કદીક વિચિત્ર વર્તન દાખવતા, યુવાન રાજકર્તા નરોત્તમ સિંહાનૂક માટે વધારે જાણીતું હતું. સિંહાનૂકે એમના નાનકડા રાજ્યનો રાજકારોબાર વિરલ દક્ષતાથી સમતુલા જાળવીને ચલાવ્યો હતો. એમને પક્ષે એટલું સ્વીકારવું રહ્યું કે એમણે એ કામ ઘણી સારી રીતે પાર પાડયું હતું અને ત્રણ ત્રણ દાયકા સુધી યુદ્ધ અને અવ્યવસ્થાથી પોતાના દેશને દૂર રાખ્યો હતો. એમ કરવામાં એમણે યુદ્ધ અને શાંતિ વચ્ચે, સામ્યવાદીઓ અને બિન-સામ્યવાદીઓ વચ્ચે, રશિયનો અને ચીનાઓ વચ્ચે, ચીનાઓ અને ઉત્તર વિયેટનામીઓ વચ્ચે તેમ જ ઉત્તર વિયેટનામીઓ અને પોતાના જ દેશમાંના મુઠ્ઠીભર ખ્મેર સામ્યવાદીઓ વચ્ચે કુશળતાભરી સમતુલા જાળવી રાખી હતી.

કંબોડિયાની વિશિષ્ટ સ્થિતિનો પરિચય પામવા માટે આપણે એના ઇતિહાસમાં જરા ઊંડા ઊતરવું પડશે અને એની ખ્મેર પ્રજા એના પડોશીઓથી કેમ ડરતી રહી છે તેમ જ એમના પ્રત્યે કેમ શંકાશીલ રહી છે તેનાં મૂળ

શોધી કાઢવાં જોઈશે. દાખલા તરીકે, પ્રિન્સ સિંહાનૂકની જાણીતી તટસ્થતા પણ, બીજાં કારણો ઉપરાંત, કંબોડિયાના પડોશી વિયેટનામ અને થાઈલૅંડ વારેઘડીએ એનો પ્રદેશ પડાવી લેતા હતા એ ઐતિહાસિક હકીકતમાંથી જન્મી હતી. ઉપરાંત કંબોડિયાની આમ પ્રજાનો જે પ્રેમ સિંહાનૂકે મેળવ્યો હતો તે પણ રાજા એ ઈશ્વરનો અવતાર છે એવી એ પ્રજાની પરંપરાગત માન્યતામાંથી જ ઉપજ્યો હતો. કંબોડિયનો જેવી પ્રમાણમાં પછાત ગણાય એવી પ્રજામાં આવી પરંપરાગત માન્યતાઓ જલદી ભૂંસાતી નથી.

છેલ્લા વિશ્વયુદ્ધ પહેલાં કંબોડિયા ફ્રેન્ચ ઇન્ડો-ચાઇના નામે ઓળખાતા સામ્રાજ્યનું એક અંગ હતું. આજે એ ઉત્તરે અને પશ્ચિમે આવેલાં થાઇલૅન્ડ, ઉત્તરે આવેલા લાઓસ અને પૂર્વે આવેલા દક્ષિણ વિયેટનામની વચ્ચે ૭૦,૦૦૦ ચોરસ માઈલ જેટલા નાનકડા પણ સુગઠિત વિસ્તારમાં આવેલું સ્વતંત્ર રાજ્ય છે. દેશનો મોટો ભાગ ‘ટોન્લે સાપ’ (મહાન સરોવર)ની આસપાસના નાનાં નાનાં છીછરાં સરોવરોથી છવાયેલા પ્રદેશનો બનેલો છે. મેકોંગ નદી ઉત્તરમાંથી ઊતરીને કંબોડિયાના પૂર્વ ભાગમાંથી વહેતી દક્ષિણ વિયેટનામમાં દાખલ થાય છે. આસામ માટે જે મહત્ત્વ બ્રહ્મપુત્રા નદીનું છે તેવું જ કંબોડિયા માટે આ મેકોંગ નદીનું છે. જૂનથી ઑક્ટોબર દરમિયાન એનાં પૂર નીચાણવાળા પ્રદેશો પર ફરી વળીને ઘણું નુકસાન પણ પહોંચાડે છે. કુલ વસતિ ૬૫ લાખની છે

અને દર ચોરસ માઈલે ૯૧ માણસોનું એનું વસતિનું પ્રમાણ છે, એટલે વસતિ ઘણી આછી કહેવાય. એની વસતિમાં પાંચ લાખ જેટલા વિદેશીઓ છે જેમાંનો મોટો ભાગ ચીનાઓનો છે. કેટલાક વિયેટનામીઓ પણ છે જેઓ ફ્રેંચ કબજા દરમ્યાન ત્યાં આવી વસ્યા હતા. પરંતુ બીજા અગ્નિ એશિયાઈ દેશોમાં સ્થાનિક વસતિ અને વિદેશીઓ વચ્ચે જેવા સંબંધો પ્રવર્તે છે તેની સરખામણીમાં અહીંના સ્થાનિક લોકો અને વિદેશીઓ વચ્ચેના સંબંધો ઘણા મિત્રાચારીભર્યા રહ્યા છે.

આપણે જેને આજે કંબોડિયાને નામે ઓળખીએ છીએ એ આપણા પ્રાચીન લોકોમાં કમ્બોજને નામે જાણીતું હતું. ઇતિહાસમાં ડોકિયું કરતાં જણાઈ આવશે કે સદીઓ પહેલાં ભારતમાંથી હિંદુ અને બૌદ્ધ ધર્મ અને સંસ્કૃતિ પૂર્વ એશિયાના બીજા દેશોની જેમ કંબોડિયામાં પણ ફેલાયાં હતાં અને આપણા દેશવાસીઓ એને કમ્બોજ તરીકે ઓળખતા હતા. કમ્બોજ નામ અનેક સંસ્કૃત શિલાલેખોમાં મળી આવે છે. ભારતના સાહિત્યમાં પણ એ સુપ્રસિદ્ધ હતું. ભારતના ધર્મપ્રચારકો સાથે સાહસિક વેપારીઓ પણ ત્યાં જઈ વસ્યા હતા અને એ રીતે ભારત અને કમ્બોજની સંસ્કૃતિઓનું સંમિશ્રણ થયું હતું. એમના રાજકર્તાઓ, મંદિરો અને નગરોનાં અનેક નામોમાં ભારતની આ અસર દેખાઈ આવે છે. થોડાક દાયકાઓ પહેલાં રવીન્દ્રનાથ ટાગોર સાથે એ

પ્રદેશોના પ્રવાસે ગયેલા જાણીતા પુરાવિદ્ ડૉ. કાલિદાસ નાગે ચંપા (અનામ) એટલે આજના વિયેટનામ અને કમ્બોજમાં અને એ બાજુના બીજા પ્રદેશોમાં પ્રાચીન હિંદુ અને બૌદ્ધ સંસ્કૃતિના ઠેર ઠેર વેરાયલા પડેલા અવશેષો અને ત્યાંના ભારતીય વસાહતીઓ પર સારો પ્રકાશ પાડયો હતો.

કંબોડિયાના રાજવંશની ઉત્પત્તિ વિશે એક દંતકથા પ્રચલિત છે. એ દંતકથા પ્રમાણે, કૌંડિલ્ય નામનો ભારતનો એક બ્રાહ્મણ મેકોંગ નદીના મુખપ્રદેશમાં આવી પહોંચ્યો અને ભૂપતિ નામના નાગ રાજાની પુત્રી સોમા સાથે પરણ્યો. આ લગ્નમાંથી કંબોડિયાના રાજવંશની ઉત્પત્તિ થઈ હોવાનું કહેવાય છે. ચીનના પ્રાચીન ઈતિહાસમાં પણ મેકોંગના મુખપ્રદેશમાં પુ-નાન નામનું સૌથી પહેલું ભારતીય રાજ્ય સ્થપાયાની વાત આવે છે અને એ રાજ્ય ઈ. સ. ની ત્રીજી સદીમાં સ્થપાયું હતું એમ મનાય છે. આ હિંદુ રાજ્ય મેકોંગના મુખપ્રદેશમાં મહત્ત્વનું સ્થાન ધરાવતું હતું. અંગકોર યુગની કંબોડિયાની સાંસ્કૃતિક અને રાજકીય પરંપરાઓ આ હિંદુ રાજ્યમાંથી વારસાગત રીતે ઊતરી આવેલી છે.

આ પુ-નાન રાજ્ય થોડીક સદીઓ સુધી ચાલુ રહ્યા પછી જાવાના રાજવંશનું આધિપત્ય એના પર જામ્યું હતું પરંતુ તે સમયની ચોકકસ માહિતી ઉપલબ્ધ નથી. નવમી સદીના આરંભમાં જયરામન્ બીજો જાવાની કેદમાંથી ભાગી છૂટયો અને એણે કંબોડિયાને જાવાની પકડ-

માંથી મુક્ત કર્યું. હાલના કંબોડિયા રાજ્યનો સ્થાપક આ જયરામન્ બીજો હતો એમ હવે સ્વીકારાય છે. એણે મેકોંગના મુખપ્રદેશમાંની હિંદુ સંસ્કૃતિમાં નવો પ્રાણ રેડયો. એણે પોતાનો રાજ્યાભિષેક પણ એક બ્રાહ્મણ પુરોહિતને હાથે કરાવ્યો. એના પછી આવેલા ઈન્દ્રવર્મન્ વગેરે એના અનુગામીઓએ જ કંબોડિયાના ઈતિહાસના સુવર્ણ-યુગનાં મંડાણ કર્યાં હતાં. એ કાળમાં જ મહાન મંદિરો સ્થપાયાં હતાં અને ખ્મેર લોકોની પ્રતિભા સોળે કળાએ ખીલી ઊઠી હતી.

પરંતુ ૧૧૫૦ પછી કેટલાંય વર્ષ સુધી આંતરિક બળવાએ તેમ જ વહીવટી બેદરકારીએ આ રાજ્યને નિર્બળ બનાવી દીધું. ૧૧૭૭માં એની પૂર્વે આવેલા ચંપા (એટલે કે હાલના વિયેટનામ) રાજ્યના લશ્કરે અંગકોર પર આક્રમણ કરી એને લૂંટી લીધું. આમ છતાં ૧૧૮૧માં એકાવન વર્ષના એક રાજકુમારે ફરીને આ રાજ્યનો કબજો લઈ લીધો અને જયરામન્ સાતમાનું નામ ધારણ કર્યું. એણે એના સામ્રાજ્યને વિસ્તારીને એમાં ઉત્તર-પૂર્વના અનામ તેમ જ દક્ષિણના મલય પ્રદેશને પણ સમાવી લીધા. ઇસ્પિતાલો, છાત્રાલયો અને રસ્તાઓ બાંધનાર તરીકેની ખ્યાતિ એણે સંપાદન કરી. એણે સંખ્યાબંધ મંદિરો બંધાવ્યાં. અંગકોર થોમની વિરાટ મંદિરમાળા વચ્ચે આવેલું ઉત્કૃષ્ટ શિલ્પસમૃદ્ધિ ધરાવતું ભવ્ય બેઓન એના નામને અમર કરી ગયું છે. એણે ભારતના રાજકીય તેમ જ ધાર્મિક રીતરિવાજો જાળવી

રાજ્યા હતા, પણ હિંદુ દેવતાઓને સ્થાને એણે મહાયાન બૌદ્ધ ધર્મની સ્થાપના કરી હતી, પણ તે એવી રીતે કે રાજવીમાં પવિત્ર ગુણો છે એ વાત સદાકાળ જળવાઈ રહે. આ જયરામન્ સાતમાના શાસન હેઠળ કમ્બોડિયાએ રાજકીય દૃષ્ટિએ સર્વોચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું, પણ ૧૨૧૮માં એનું મરણ થયા પછી એના સામ્રાજ્યની ક્રમશઃ પડતી થવા લાગી અને એની આગળની પ્રતિષ્ઠા કદી પાછી આવી નહિ.

ખ્મેર સામ્રાજ્યના ગઢની કાંકરીઓ ઝડપભેર ખરવા માંડી હતી. પ્રાદેશિક વિસ્તારે અને વિરાટ બાંધકામોએ રાજ્યની પ્રજા પર અનહદ અને અસહ્ય બોજો લાદ્યો હતો અને પ્રજા રાજમહેલ-કેન્દ્રી ધર્મથી વિમુખ બની ગઈ હતી. એ વખતે જ સામ્રાજ્યના આશ્રિત દેશો ખ્મેર આધિપત્યનાં બંધનમાંથી મુકત બની ગયા, એટલું જ નહી પણ એમણે પોતે જ ખ્મેર રાજ્યની રાજધાની તરફ ઘૂસણખોરી શરૂ કરી. તેરમી સદીની અધવચ્ચેથી જ થાઇ (સિયામી) લોકો ખ્મેર રાજ્યનો પ્રદેશ પડાવી લેવા લાગ્યા હતા અને ઈ. સ. ૧૩૫૦થી ઈ. સ. ૧૪૩૦ સુધીના ગાળામાં થાઇ અને ખ્મેર લોકો વચ્ચે વારંવાર લડાઈઓ થઈ હતી. આથી રાજ્યનાં બાંધકામનાં કાર્યોમાં રોકાયલા મજૂરો લશ્કરી કામમાં ખેંચાઈ ગયા, અને એને લીધે મંદિરોનું બાંધકામ અટકી ગયું તે પછી કદી પાછું હાથમાં લેવાયું જ નહીં. થાઇ લોકો પોતાની સાથે નવો ધર્મ લાવ્યા. મૂળ બારમી સદીના અંતમાં સીલોનના ભિક્ષુઓ જે થેરવાદ બૌદ્ધધર્મ બ્રહ્મદેશમાં લઈ

ગયા હતા એ જ આ નવો ધર્મ હતો. પહેલાના રાજ્યાશ્રયી મહાયાન બૌદ્ધધર્મ કરતાં આ નવા ધર્મનો સંદેશો સાદો, સરળ અને ત્યાગી જીવનનો બોધ આપનારો હતો, એટલે લોકોને તે ઘણો ગમી ગયો. સ્થાપિત હિતો સામે આ નવો પડકાર આવી પડતાં સામ્રાજ્ય તૂટવા લાગ્યું અને આંતરિક વિખવાદોએ તેમ જ રાજવીઓની ઉડાઉ રહેણીકરણીએ પતનની ગતિને વધુ વેગ આપ્યો. થાઇ લશ્કરોના વારંવારના હુમલાઓને કારણે રાજધાનીને ટકાવવી મુશ્કેલ જણાઈ, એટલે રાજધાનીને અંગકોરથી ખસેડીને બીજે લઈ જવી પડી. ઈ. સ. ૧૪૩૧માં અંગકોર થાઇ લશ્કરોના હાથમાં જઈ પડયું.

ઈ. સ. ૧૪૩૪ સુધીમાં ફરીને કંબોડિયાના રાજવીઓમાં જોર આવ્યું અને એમણે એમની રાજધાની અત્યારના નોમ પેનમાં સ્થાપી. અહીં અંગકોરની જેવાં મંદિરો પણ બંધાયાં. સૂર્યવર્મન્ રાજાના શાસન હેઠળ કંબોડિયા ફરી ઊભું થવા લાગ્યું હતું ત્યાં તો ફરીને થાઈ લોકોનાં આક્રમણો આવી પડયાં. સૂર્યવર્મન્નો બીજો પુત્ર, જે તે વખતે કંબોડિયાનો રાજકર્તા હતો તે, કેદ પકડાયો. આમ છતાં, સૂર્યવર્મનના ત્રીજા પુત્રે ફરી ખ્મેર લોકોને સંગઠિત કરીને આક્રમણકારોને હાંકી કાઢયા. તે પછી એક સદી સુધી વિદેશી આક્રમણોનો સફળ પ્રતિકાર કરી શકાયો. એ પછી રાજધાનીને પહેલાં નોમ પેન અને મહાન સરોવરના નીચલા છેડાની અધવચ્ચે આવેલા લોવેક ખાતે

અને તે પછી ફરીને અંગકોર ખાતે લઈ જવામાં આવી. ઈ. સ. ૧૫૯૩માં ફરીને થાઈ લશ્કરો ચડી આવ્યાં અને રાજકુટુંબને લાઓસ તરફ હાંકી કાઢયું. આ આક્રમણ અને પરાજયને પરિણામે રાજ્યમાં અંધાધૂંધી વ્યાપી ગઈ. તે દરમ્યાન નવા નવા રાજકુમારો ગાદી પર આવવાનો પ્રયત્ન કરવા લાગ્યા અને તેમની હત્યા થવા લાગી. આખરે ઈ. સ. ૧૬૦૩માં કંબોડિયાની રાજગાદી પર જે રાજા સ્થાપિત થયો તે થાઇલેંડની કૃપાથી જ સ્થાપિત થયો હતો. થાઇલેંડે એને કેદમાંથી મુક્ત કરી પોતાના ખંડિયા તરીકે કંબોડિયાની ગાદી પર બેસાડયો હતો.

ઈ. સ. ૧૬૧૮માં ફરીને રાજધાનીને ખસેડવામાં આવી. લોવેક અને નોમ પેન વચ્ચે આવેલું ઔદોંગ નવું પાટનગર બન્યું. એ વર્ષ બાદ કંબોડિયાના રાજાનાં વિયેટનામી રાજાની પુત્રી સાથે થયેલાં લગ્નને પરિણામે કંબોડિયા પરનું સિયામી આધિપત્ય દૂર થયું. આ લગ્નનું એક અગત્યનું પરિણામ એ આવ્યું કે કંબોડિયાના રાજા જયજેટ્ટે હાલનું સાઇગોન શહેર જ્યાં ઊભું છે તે સ્થાન પર તે વખતે આવેલા પ્રેઇકોર ખાતે એક જકાત કચેરી ખોલવાની વિયેટનામીઓને પરવાનગી આપી. આ છૂટછાટ મળવાથી વિયેટનામી લોકોને માટે મોટી સંખ્યામાં મેકોંગ નદીના મુખપ્રદેશમાં આવી વસવાનું શકય બન્યું એટલું જ નહી પણ કંબોડિયાનો ઘણો પ્રદેશ એમણે પચાવી પાડયો.

ઈ. સ. ૧૬૪૦ બાદ જયજેટ્ટનો દીકરો ચાન કંબોડિયાની ગાદીએ આવ્યો અને એણે ઇસ્લામ ધર્મ અંગીકાર કરી મલય અને જાવાના લોકોને કંબોડિયામાં આવી વસવાનું પ્રોત્સાહન આપ્યું. ૧૬૫૮માં એના બે ભાઈઓએ વિયેટનામીઓના ટેકા વડે એને ગાદી પરથી ઉથલાવી પાડયો. આ પછી આખીયે ૧૮મી સદી દરમ્યાન કંબોડિયામાં આંતરયુદ્ધ ચાલ્યા કર્યું અને એનો લાભ લઈને થાઇલૅંડે તેમ જ વિયેટનામે કંબોડિયાનો ઘણો પ્રદેશ પચાવી પાડયો. એ સદીના અંતભાગમાં કંબોડિયાને એના પશ્ચિમી પ્રાંતો થાઇલૅંડને સોંપી દેવા પડયા. ખુદ કંબોડિયાના રાજા આંગ એંગને રાજ્યાભિષેક પણ થાઇ-લૅંડના પાટનગર બેંગકોકમાં કરવો પડયો. એના દીકરા આંગ ચાનનો પણ એ જ રીતે રાજ્યાભિષેક થયો હતો, એટલું જ નહિ પણ એને તો આજના કોચીન ચાઇના પ્રદેશનો કબજો લઈ લેનાર વિયેટનામીઓને ખંડણી પણ ભરવી પડી હતી. એક પછી એક પ્રદેશ ઝૂંટવાઈ જતાં ૧૯મી સદીની શરૂઆતમાં કંબોડિયાનું રાજ્ય ઘણું નાનું બની ગયું હતું. એ હવે થાઇલૅંડ અને વિયેટનામ વચ્ચે આકરી ભીંસમાં આવી પડયું હતું એટલું જ નહિ પણ એ બન્ને દેશોનું બેવડું આધિપત્ય એના પર સ્થાપિત થયું હતું. ઈ.સ. ૧૮૪૭માં થાઇલૅંડ તેમ જ વિયેટનામના પ્રતિનિધિઓએ પ્રિન્સ સિંહાનૂકના વડદાદા આંગ દુઓંગના રાજ્યાભિષેકમાં હાજરી આપી હતી.

કંબોડિયાના વધુ પ્રદેશને પાડોશીઓના હાથે

ઝૂંટવાઈ જતો બચાવવા માટે આંગ દુઓંગે ૧૮૫૪માં ફ્રેંચોનું રક્ષણ માગ્યું. પણ આ પ્રયાસ ફ્રેંચોની અણ-આવડત તેમ જ સિયામી અવરોધને લીધે નિષ્ફળ ગયો. આખરે, ૧૮૬૨માં વિયેટનામ (અનામ)ના સમ્રાટે કોચીન ચાઇનાના ત્રણ પ્રાંતો ફ્રેંચોને સોંપી દીધા. ફ્રેંચોએ આ વિજયને મજબૂત બનાવવા માટે પશ્ચિમે કંબોડિયા તરફ પગપેસારો કરવા માંડયો. કોચીન ચાઇનાના ફ્રેંચ ગવર્નર એડમિરલ દ લા ગ્રાન્ડિયેરે આંગ દુઓંગના પુત્ર અને અનુ-ગામી અને સિંહાનૂકના દાદા પ્રિન્સ નરોત્તમને ફ્રેંચોનું રક્ષણ સ્વીકારવાને સમજાવ્યા. આ સમજૂતીથી ફ્રેંચોને કંબોડિયાના વિદેશો સાથેના સંબંધો પર અંકુશ રાખવાની તેમ જ રાજધાનીમાં એમનો રેસિડન્ટ જનરલ રાખવાની છૂટ મળતી હતી. આ સમજૂતી પર મહોર પડતી અટ-કાવવાના થાઇ લોકોએ ઘણા પ્રયાસ કર્યા પરંતુ આખરે એ કરાર પર સહીઓ થઈ. ઈ. સ. ૧૮૬૪માં રાજા નરોત્તમનો બેંગકોકથી પાછા મેળવાયલા રાજમુગટ વડે ફ્રેંચ એલચીને હાથે ઔદોંગમાં રાજ્યાભિષેક થયો. આધિપત્યના આ ફેરફાર માટે આગળના સર્વસત્તાધીશ થાઇલૅંડને સંતોષવાની ફરજ પડી હતી. ફ્રાન્સે એક કરાર દ્વારા કંબોડિયાની વતી ત્રણ પશ્ચિમી પ્રાંતો થાઇલૅંડને અપાવ્યા પણ પાછળથી ફ્રેંચોએ જ ૧૯૦૭માં આ પ્રાંતો પાછા કંબોડિયાને અપાવ્યા.

ઈ. સ. ૧૮૮૪માં કંબોડિયાએ ફ્રેંચો સાથે બીજી સમજૂતી કરી જેને પરિણામે એના પરનું ફ્રેંચોનું

આધિપત્ય વધુ મજબૂત બન્યું અને ૧૮૮૭માં કંબોડિયાનું આ રક્ષિત રાજ્ય ફ્રેંચ ઇન્ડોચાઇનાના વિશાળ સંઘમાં ભળી ગયું. આ રીતે આ પ્રદેશ પર ફ્રેંચોનું સામ્રાજ્ય સ્થાપિત થયું.

ફ્રેંચ સામ્રાજ્ય હેઠળ સંસ્થાન બનેલા કંબોડિયા પરનું ફ્રેંચોનું શાસન આકરું તો હતું જ પણ એથી રાજ્યનું શાસન વધારે પડતું અસ્તવ્યસ્ત થયું ન હતું. રાજાસત્તાનો દેખાવ જળવાઈ રહ્યો હતો, જોકે ગાદીના વારસદારની બાબતમાં ફ્રેંચ ઉપરીઓની સલાહ લેવી પડતી હતી. ઓગણીસમી સદીમાં બે નાનકડા પણ મહત્ત્વના બળવા થયા હતા, પણ તેથી રાજ્યની સલામતી ખાસ જોખમાઈ ન હતી. ફ્રેંચ સત્તા સામેનો રાષ્ટ્રવાદી જુવાળ તો છેક ૧૯૩૦ના દાયકામાં ઊછળ્યો. ફ્રેંચ શાસનનું એક મહત્ત્વનું આર્થિક અને સામાજિક પરિણામ એ આવ્યું હતું કે એ દ્વારા વિયેટનામી લોકો ફ્રેંચોએ સ્થાપેલી રબરની વાડીઓમાં મજૂરો તરીકે અથવા તો સ્થાનિક વહીવટમાંના કારકુનો તરીકે કંબોડિયામાં આવી વસ્યા હતા.

૧૯૪૦ના જૂનમાં હિટલરના આક્રમણ હેઠળ ફ્રાન્સનું પતન થતાં કંબોડિયા પરત્વેની થાઇ લોકોની પ્રાદેશિક આકાંક્ષાઓ ફરી જાગ્રત થઈ. એ વખતે વિશ્વયુદ્ધ ચાલતું હતું અને જાપાન અગ્નિ એશિયાના દેશો પર પોતાની આણ ફેલાવી રહ્યું હતું. ૧૯૦૭માં કંબોડિયાને

સુપરત કરેલા એના પશ્ચિમી પ્રાંતો પર થાઈ સરકારે જાપાનીઓના ટેકા સાથે ફરી પોતાનો દાવો આગળ કર્યો. બન્ને વચ્ચે લશ્કરી અથડામણો થતાં જાપાન વચ્ચે પડયું અને થાઈલૅંડની તરફેણમાં ફરજિયાત કરાર કરાવ્યા. આ કરાર પર ૧૯૪૧ના માર્ચમાં સહીઓ થઈ હતી, પણ ૧૯૪૫ના માર્ચ સુધીમાં તો જાપાની લશ્કરોએ આગળ વધીને કંબોડિયાનો કબજો જ લઈ લીધો અને ફ્રેંચોના સાંસ્થાનિક વહીવટનો અંત આણ્યો. એ મહિનાની બારમી તારીખે જાપાનની સંમતિથી રાજા નરોત્તમ સિંહાનૂકે પોતાના દેશની સ્વતંત્રતા જાહેર કરી.

૧૯૪૫ના ઑગસ્ટમાં જાપાન શરણે થયું એટલે ફ્રેંચોએ તરત જ આવીને ફરીને આ દેશ પર પોતાની શાહી સત્તા સ્થાપી દીધી. પોતે દેશની આઝાદી માટે સશસ્ત્ર લડત આપી શકે તેમ નથી એ હકીકતનો સ્વીકાર કરીને પહેલાં તો સિંહાનૂકે વાટાઘાટો દ્વારા કંબોડિયાની આઝાદી સ્થાપિત કરવાના પ્રયાસ કર્યા પણ ફ્રેંચો એમને માત્ર થોડીક જ છૂટછાટો આપવા તૈયાર હતા જેથી સિંહાનૂકની પોતાની સ્થિતિ નબળી જ રહેતી હતી. ૧૯૪૬માં નિરંકુશ રાજાશાહી નાબૂદ કરવામાં આવી અને ૧૯૪૭માં એક નવું બંધારણ ઘડવામાં આવ્યું જેમાં પ્રજાકીય રાજકારી પ્રવૃત્તિની છૂટ અપાઈ. આ બંધારણ હેઠળ સ્થપાયેલી નેશનલ ઍસેમ્બ્લીના ચૂંટાયેલા સભ્યો

તરફથી જ સિંહાનૂકને આકરી ટીકાઓનો સામનો કરવો પડયો. ૧૯૫૨માં સ્વતંત્રતા તરફની ગતિને વેગ આપવા તેમ જ રાજદ્વારી સ્થિરતા જાળવી રાખવા એમણે નૅશનલ ઍસેમ્બલીને બરખાસ્ત કરી અને ત્રણ વર્ષ માટે સર્વસત્તા પોતાના હાથમાં લઈ લીધી. તે પછીના વર્ષના ફેબ્રુઆરી મહિનામાં ફ્રેંચો પાસેથી દેશની સ્વતંત્રતા મેળવી લેવાનો પ્રયાસ કરવા તેઓ ફ્રાન્સ ગયા. તે વખતે વિયેટનામ અને લાઓસમાં ફ્રાન્સની સ્થિતિ મુશ્કેલ બની ગઈ હતી તેનો લાભ લેવાનો એમનો ઇરાદો હતો. જે વખતે કંબોડિયાની પ્રજા રાજગાદીથી વિમુખ બની રહી હોવાથી, તેમ જ સામ્યવાદીઓની દોરવણી હેઠળના વિયેટમિનના કંબોડિયન સાગરીતો પ્રત્યે પ્રજાની સહાનુભૂતિ દેખાવાથી, ફ્રાન્સ ચિંતાતુર બન્યું હતું તે વખતે પશ્ચિમી યુરોપનાં પાટનગરોમાં થોકબંધ જાહેર નિવેદનો કરીને તેમ જ જાતે બેંગકોકમાં દેશનિકાલ બનીને સિંહાનૂકે જીત મેળવી. સાનુકૂળ સમયે આ રીતે એમણે કંબોડિયાની સ્વતંત્રતાની જોરદાર હિમાયત કરવાથી આખરે ફ્રેંચોને છૂટછાટ આપવી પડી અને ૧૯૫૩ના નવેમ્બરની ૯મીએ કંબોડિયાંની સ્વતંત્રતાની જાહેરાત કરવી પડી. ૧૯૫૪ના જુલાઈમાં ઇન્ડોચાઇના અંગેની જિનીવા પરિષદમાં આ સ્વતંત્રતાનો મહાસત્તાઓ તરફથી સ્વીકાર કરવામાં આવ્યો.

ટૂંક સમયમાં જ સિંહાનૂકને લાગ્યું કે એમનું

સિંહાસન ખરી રાજદ્વારી સત્તાનો ઉપયોગ કરવામાં મોટા અવરોધરૂપ બની રહ્યું હતું. ૧૯૫૪ના જિનીવા કરારની રૂએ લાઓસ અને વિયેટનામની જેમ કંબોડિયા પણ પોતાને ત્યાં મુક્ત અને ખુલ્લી રાજદ્વારી પ્રક્રિયા દ્વારા દેશના સ્વશાસન માટે પ્રતિજ્ઞાબદ્ધ હતું. આ પ્રતિજ્ઞાનું પાલન ૧૯૪૭ના બંધારણની શરતો હેઠળ ચૂંટણીઓ દ્વારા કરી બતાવવાનું હતું. પણ આ બંધારણમાં રાજાની રાજદ્વારી સત્તા પર કડક નિયમન મૂકવામાં આવ્યું હતું. એટલે સિંહાનૂક મૂંઝવણમાં પડયા. કાં તો એ કોઈ પણ અસરકારક રાજકીય સત્તા વિનાના કેવળ દેખાવના રાજા બની રહે, અને કાં તો એ ગાદીત્યાગ કરીને એક સામાન્ય માનવી તરીકે ચૂંટણીમાં ઝંપલાવે. આ બેમાંથી એક રસ્તો એમણે પસંદ કરવાનો હતો. જો એ ગાદીને સાચવી રાખવા જાય તો ખરેખરી સત્તા પોતે જેમને સ્વાર્થસાધુ અને તોફાની માનતા હતા એવા રાજદ્વારી નેતાઓના હાથમાં જાય. એટલે બંધારણ હેઠળના એ અંકુશમાંથી મુક્ત બનવા માટે એમણે પોતાના પિતા નરોત્તમ સુરામૃતની તરફેણમાં ગાદીત્યાગ જાહેર કર્યો. આ રીતે મુક્ત બનીને સિંહાનૂકે સંગકુમ રિયાસ્ત્ર નિયમ (પૉપ્યુલર સોશિયાલિસ્ટ પાર્ટી) નામે પોતાના રાજકીય પક્ષની સ્થાપના કરી. આ પક્ષની અંદર એમણે જુદા જુદા રાજદ્વારી વિચારો ધરાવતા લોકોને એકત્રિત કર્યા. એથીયે વિશેષ, આ સંગકુમે સિંહાનૂક પ્રત્યેની વફાદારી પર આધારિત

એક પ્રજાકીય રાષ્ટ્રીય મોરચાનું રૂપ ધારણ કર્યું અને ૧૯૫૫ના સપ્ટેંબરમાં જે ચૂંટણીઓ થઈ તેમાં સિંહાનૂકના સંગકુમ પક્ષે તમામ વિરોધીઓને પરાજિત કરીને નૅશનલ ઍસેમ્બ્લીની એકેએક બેઠક જીતી લીધી. એ પછીની ત્રણેત્રણ ચૂંટણીઓમાં એણે આ જાતનો સંપૂર્ણ વિજય પ્રાપ્ત કર્યો હતો અને ૧૯૭૦ના માર્ચમાં સિંહાનૂકની સત્તાને ઉથલાવી પાડવામાં આવી ત્યાં સુધી કંબોડિયામાં સંગકુમની જ સરકારો રહી હતી અને સિંહાનૂક એમના એકમાત્ર સર્વોપરી નેતા બની રહ્યા હતા.

૧૯૬૦ના એપ્રિલમાં એમના પિતા રાજા નરોત્તમ સુરામૃતનું અવસાન થયું, એટલે ફરીને દેશને માથે બંધારણીય અને રાજકીય કટોકટી આવી પડી. સિંહાનૂક સ્વાભાવિક રીતે જ ગાદીના વારસ હતા એટલે એમને ગાદી સ્વીકારવાનું કહેવામાં આવ્યું, અને ફરીને એમની સામે એ જ મૂંઝવણ આવી પડી. વાસ્તવિક સત્તા વિનાનું રાજપદ લેવું કે રાજપદ વિનાની વાસ્તવિક સત્તા હાથમાં લેવી? એમને લોકોનું પીઠબળ તો જબરદસ્ત હતું, એટલે એમણે આ વખતે વધુ સારો નુસખો અજમાવ્યો. ૧૯૬૦ના જૂનમાં સિંહાસનના ઉન્નત સ્થાને બેઠા સિવાય એમણે રાજ્યનું વડપણ ધારણ કર્યું અને પોતાની માતા રાણી કોસામાકને ગાદીનશીન રાજકર્તા તરીકે સ્થાપિત કરી.

રાજ્યના વડા તરીકે સિંહાનૂક કંબોડિયાનો એકમાત્ર

અવાજ બની રહ્યા. તેઓ પ્રધાનમંડળ અને પાર્લમેન્ટ દ્વારા રાજ્ય કરતા હતા. પણ જ્યારે જ્યારે એમને જરૂરી લાગતું ત્યારે પાર્લમેન્ટની ઉપરવટ થઈને પોતાની નીતિઓની સંમતિ માટે લોકો પાસે જઈ પહોંચતાં તેઓ અચકાતા નહિ. દેશના વિભિન્ન વિભાગોનો પ્રવાસ કર્યા કરીને એમણે ગ્રામવિસ્તારોમાં લોકોનું પીઠબળ જીતી લીધું. ગામડાંમાં તો લોકો એમને રાષ્ટ્રપિતા કે પુરાણ કાળના દેવરૂપ માનતા હતા. પાછળથી એમણે રાષ્ટ્રીય મહાસભા (નૅશનલ કૉંગ્રેસ) નામની લોકસભા ઊભી કરી હતી જેની મારફતે વર્ષમાં બે વાર એ લોકમતની રીત અજમાવીને પાર્લમેન્ટ બહારની પોતાની સત્તા બતાવી આપતા અને પાર્લમેન્ટ તથા રાજદ્વારી પુરુષો ઉપરની પોતાની સત્તાનો પાયો પાકો કરતા.

એટલે સિંહાનૂકને આપણે સરમુખત્યાર પણ ન ગણી શકીએ તેમ સાચા લોકશાહી પુરુષ પણ ન ગણી શકીએ. કંબોડિયાનું રાજદ્વારી જીવન અત્યાર સુધી એમની આસપાસ જ કેન્દ્રિત થયું હતું. તમામ મહત્ત્વના નિર્ણયો તેઓ જાતે જ લેતા. વિદેશોમાં પોતાના દેશનું ચિત્ર ખરાબ ન થાય એટલા માટે એમણે તમામ વિદેશી અખબારી પ્રતિનિધિઓને દેશમાંથી હાંકી કાઢયા. ઉત્તર વિયેટનામી અને ચીનના સામ્યવાદીઓને સંતોષવા એમણે ૧૯૬૫માં અમેરિકી એલચીખાતું બંધ કરાવ્યું. (જોકે

અમેરિકા સાથેના રાજદ્વારી સંબંધો માર્ચ ૧૮મીના બળવા પહેલાં થોડાક મહિના ઉપર પુનઃ સ્થાપિત થયા હતા.) એ જ રીતે, ખ્મેર સામ્યવાદીઓનાં નાનાં નાનાં જૂથો (ચીનના રેડ ગાર્ડ્ઝ પાસેથી સૂચન મેળવીને) તોફાન કરવા લાગ્યાં ત્યારે સિંહાનૂકે પેકિંગ સાથેના રાજદ્વારી સંબંધો તોડી નાખવાની ધમકી આપી હતી. એમના શાસન દરમ્યાન 'પ્રાશિયાચોન' નામે ઓળખાતો સ્થાનિક સામ્યવાદી પક્ષ લગભગ અર્ધપ્રતિબંધિત અવસ્થામાં જ રહેતો હતો. સિંહાનૂક કંબોડિયાના કેવળ રાજદ્વારી અને શાહી વડા જ નહોતા, પણ કલા અને સાહિત્યની દુનિયામાં પણ તેઓ ખ્મેર પ્રજાના આગેવાન હતા. તેઓ પોતાના જ નામ હેઠળ સામયિકો અને અખબારોનું સંપાદન કરતા—જે રાજ્યના વડા તરીકે અસામાન્ય વસ્તુ ગણાય. સુવિખ્યાત આંતરરાષ્ટ્રીય અખબારો અને સામયિકોમાં તેઓ તંત્રીઓ પર પત્રો લખતા. એ એક સારા કટાક્ષ-ચિત્રકાર પણ હતા. તેઓ ફિલ્મચિત્રો પણ તૈયાર કરતા જેના વસ્તુમાં મોટે ભાગે એમની પોતાની જીવનકથાની અસર જણાતી. એ ફિલ્મોના નાયકો એમના પોતાના જ વ્યક્તિત્વનું પ્રતિબિંબ પાડતા. મોટા ભાગની કથાનો નાયક એક ઉમદા રાજવી રહેતો જે પોતાની પ્રજાની સેવા કરવા માટે ગાદીત્યાગ કરતો અને અંતે વિજયને વરતો.

સિંહાનૂકની સર્વશ્રેષ્ઠ પ્રતિભા એમની વિદેશ-નીતિમાં દેખાઈ આવતી હતી. જ્યારે આખુંય ઇન્ડોચાઇના

(હિંદી ચીન) સળગી રહ્યું હતું ત્યારે એમણે પોતાના દેશને બહારની મુસીબતોથી દૂર રાખવા માટે એક મૌલિક નીતિ અપનાવી હતી. શરૂઆતથી જ, હો ચી મિન્હે જેમ વિયેટનામમાં આઝાદી મેળવવા માટે ફ્રેંચો સામે યુદ્ધ આદર્યું હતું એવી રીતે કંબોડિયાની આઝાદી માટે ફ્રેંચો સાથે લોહિયાળ લડાઈમાં ઊતરવાની એમની ઇચ્છા નહોતી. જવાહરલાલ નેહરુની જેમ (જેમને માટે એમનાં દિલમાં ઘણું માન હતું) એમણે શાંતિમય ઉપાયો દ્વારા તેમ જ કુશળતાભરી વાટાઘાટો દ્વારા પોતાના દેશની આઝાદી હાંસલ કરી હતી અને નેહરુની જેમ એમણે પણ એમના એક વારના સાંસ્થાનિક શાસકો સાથે સારામાં સારા સંબંધો જાળવી રાખ્યા હતા. આ બાબતમાં નેહરુના કરતાં તેઓ જરા વધારે સદ્ભાગી હતા. હિંદી ચીનના સંઘર્ષમાં સામસામા પક્ષકારો અમેરિકનો અને સામ્યવાદીઓ હતા અને ફ્રેંચો તટસ્થ હતા એટલે સિંહાનૂકની વધુ નજીક હતા. (કંબોડિયામાં રાજ્ય તરફથી જો કોઈનું વધુમાં વધુ શાનદાર સ્વાગત કરવામાં આવ્યું હોય તો તે ૧૯૬૮માં જનરલ દ ગોલનું.)

સિંહાનૂકના રાજ્યકાળની કંબોડિયાની તટસ્થતાનો આરંભ પણ પહેલા હિંદી ચીન યુદ્ધ દરમ્યાન થયો. એ યુદ્ધના પાછળના તબક્કાઓમાં સામ્યવાદી વિયેટમિનના માણસો કંબોડિયામાં ચડી આવ્યા હતા અને એના પ્રત્યાઘાતરૂપે કંબો-ડિયાની સરકારે અમેરિકા પાસે લશ્કરી સહાયની માગણી કરી

હતી. પરંતુ પછી ૧૯૫૪ના જિનીવા કરારને પરિણામે, અમુક અંશે નેહરુની લાગવગથી અને અમુક અંશે કંબોડિયાના આંતરિક કારોબારમાં દખલગીરી નહિ કરવાનું વચન આપવાની ચીન તેમ જ ઉત્તર વિયેટનામ બંનેની તૈયારીને લીધે, સિંહાનૂકે પોતાના દેશ માટે તટસ્થતાની નીતિનો સ્વીકાર કર્યો. આમાં એમની એવી પણ ગણતરી હતી કે દેશની તટસ્થ નીતિને લીધે તેઓ ઘરઆંગણાના એમના વિરોધીઓ સમક્ષ એમ બતાવી આપી શકશે કે કંબોડિયાની સ્વતંત્રતા નકલી નહીં પણ વાસ્તવિક છે અને તેઓ પશ્ચિમી દેશોના કે સામ્યવાદીઓના કોઈના પણ પૂતળા નથી. પરંતુ સ્વતંત્રતાની સાથોસાથ ફ્રાન્સની રક્ષક હાજરી પણ તે પ્રદેશમાંથી અદૃશ્ય થઈ.

ફ્રેંચોને મૂળ ૧૮૬૩માં જ્યારે થાઈલેંડ અને વિયેટનામ કંબોડિયા પર ચડી આવ્યાં હતાં ત્યારે બોલાવવામાં આવ્યા હતા પણ ફ્રેંચ રક્ષણની એક સદી દરમ્યાન આ આક્રમણોનો ભય સદંતર દૂર નહોતો થયો. થાઈલેંડ સાથેનો ઝઘડો એ બે દેશોની સરહદ પર આવેલા 'પ્રિય વિહાર' નામનાં એક પુરાણા મંદિરને લગતો હતો. ૧૯૬૨ના જૂનમાં આંતરરાષ્ટ્રીય અદાલતે આ મંદિરનો કબજો કંબોડિયાને અપાવ્યો હતો. પરંતુ આ પહેલાંના ઑક્ટોબરમાં આ ઝઘડા પર કંબોડિયાએ થાઈલેંડ સાથેના રાજદ્વારી સંબંધો તોડી નાખ્યા હતા. દક્ષિણ વિયેટનામ

સાથેનો વિવાદ કિનારા પાસેના કેટલાક ટાપુઓ પરના સાર્વભૌમત્વની તકરારને લગતો, તે દેશમાંની ખ્મેર લઘુમતીના સ્થાન વિશેનો તેમ જ વિયેટનામી યુદ્ધને કારણે ત્યાંના સૈન્યો વારંવાર કંબોડિયામાં ઘૂસી આવતાં હતાં તેને લગતો હતો. દક્ષિણ વિયેટનામ કંબોડિયાની સરહદો સ્વીકારવાનો ઈનકાર કરતું હતું – એટલું જ નહિ પણ એણે તો વિયેટકોંગને આશરો આપતા હોવાનો કંબોડિયા પર આરોપ મૂક્યો હતો. એટલે દક્ષિણ વિયેટનામ સાથેના રાજદ્વારી સંબંધો ૧૯૬૩ના ઑગસ્ટમાં તોડી નાખવામાં આવ્યા હતા. થાઇલૅંડ તેમ જ દક્ષિણ વિયેટનામ અમેરિકાનાં સાથી રાજ્યો હોવાથી આ ઝઘડા અમેરિકા સાથેના કંબોડિયાના સંબંધોને પણ જોખમાવતા હતા. પરિણામે સિંહાનૂક સામ્યવાદીઓ તરફ ઢળવા લાગ્યા. તેઓ એમ પણ વિચારતા થયા કે લાઓસમાંના બનાવો પછી તેમ જ દક્ષિણ વિયેટ-નામના પ્રમુખ ઝેમનું ખૂન થયા પછી આખરે દક્ષિણ-એશિયાઈ દેશો પરનો સામ્યવાદી કબજો હાથવેંતમાં જ છે અને અમેરિકા હવે એમને રોકી શકે તેમ નથી તેમ એમની સામે કોઈને રક્ષણ આપી શકે તેમ નથી. ૧૯૬૫ના એપ્રિલમાં સાઇગોનમાં રહેલાં અમેરિકી સૈન્યો દ્વારા કંબોડિયાના એક ગામ પર બૉંબમારો થતાં સિંહાનૂકે અમેરિકા સાથેના રાજદ્વારી સંબંધો તોડી નાખ્યા. ૧૯૬૭ના જૂનમાં એમણે ઉત્તર વિયેટનામ સાથે અને વિયેટકોંગની રાજદ્વારી શાખારૂપ દક્ષિણ વિયેટનામના રાષ્ટ્રીય મુક્તિ

મોરચા સાથે સંપૂર્ણ રાજદ્વારી સંબંધો સ્થાપિત કર્યા. આથીયે વિશેષ કમનસીબીની વાત એ હતી કે અમેરિકાએ કંબોડિયાની સરહદોનો સ્વીકાર કરવાની આનાકાની બતાવી. જ્યારે રશિયા, ચીન, ફ્રાન્સ અને બ્રિટને કંબોડિયાની સરહદોનો સ્વીકાર કર્યો હતો ત્યારે થાઇલેંડ અને દક્ષિણ વિયેટનામને આપેલી બાંયધરીને કારણે અમેરિકાના હાથ બંધાઈ ગયા હતા.

સિંહાનૂકની વ્યૂહરચના વિદેશો સાથેના સંબંધોની જેમ ઘરઆંગણે પણ સફળ પુરવાર થઈ હતી. તેઓ પોતાની જાતને મુક્તિદાતારૂપે, વીરપુરુષરૂપે, રાષ્ટ્રપિતારૂપે, રાજા તેમ જ રાજ્યના વડારૂપે રજૂ કરી શકયા હતા. વિયેટનામનું યુદ્ધ આવી પડયું ન હોત તો એમની આ વ્યૂહરચનાની સફળતા ચાલુ રહી હોત. પરંતુ આ યુદ્ધે એમની તટસ્થતાની નીતિને વારંવાર કસોટીએ ચડાવી હતી. સિંહાનૂકે વિયેટકોંગ સાથે એવી સમજૂતી સાધી હતી કે સામ્યવાદીઓ હિંદી ચીનના વ્યાપક યુદ્ધમાંથી કંબોડિયાને મુક્ત રાખે અને તેના બદલામાં તેઓ કંબોડિયાના પ્રદેશનો ઉપયોગ કરી શકે. સામ્યવાદીઓને એમની શસ્ત્રસામગ્રીને દક્ષિણ વિયેટનામ લઈ જવા માટે કંબોડિયાના પ્રદેશનું રક્ષણ જોઈતું હતું. જ્યારે દક્ષિણ વિયેટનામમાંનાં અમેરિકન સૈન્યો આ સામ્યવાદીઓનો પીછો પકડતાં ત્યારે સામ્યવાદીઓ ઘણી વાર કંબોડિયામાં જઈને આશરો લેતા. આને પરિણામે કેટલીક વાર અમેરિકન સૈન્યોને

કંબોડિયાની સરહદનો ભંગ કરવો પડતો. આ જાતનો સરહદભંગ એમની બહુ ખેંચ ચેલી તટસ્થતાનો નાશ નોતરશે એમ સમજીને સિંહાનૂકે અમેરિકનો સામે ખૂબ રોષ ઠાલવ્યો. એના બદલામાં અમેરિકાની જાસૂસી સંસ્થા સી.આઈ.એ.એ સિંહાનૂકને સત્તાસ્થાનેથી ઉથલાવી પાડે અને કંબોડિયામાં અમેરિકાતરફી શાસન સ્થપાય એ જાતની યોજનાઓ કરવા માંડી.

અને એ જ વખતે સિંહાનૂકની પોતાની વ્યવસ્થા-માંની તડો વધુ ઊંડી બનવા લાગી. ૧૯૬૯ના ઉનાળામાં સિંહાનૂકે રાજ્યવહીવટની પુનર્ઘટના કરી અને આર્થિક સુધારા લાવવાની જવાબદારીવાળી એક ‘મુક્તિદાતા સરકાર’ રચી. આ નવી વ્યવસ્થામાં કેન્દ્રસ્થાને બે વ્યક્તિઓ હતી: એક વડા પ્રધાન અને સંરક્ષણ પ્રધાન જનરલ લોન નોલ અને બીજા નાયબ વડા પ્રધાન પ્રિન્સ સિસોવાથ સિરિક મટક. પહેલેથી જ આ બન્ને સિંહાનૂકને સર્વોચ્ચ સત્તાસ્થાનેથી નીચા ઉતારીને, એ સક્રિય વડા બનવાનો જે આગ્રહ સેવતા હતા તેને બદલે એમને માત્ર નામના વડા બનાવી દેવા માગતા હતા.

શરૂઆતથી જ સિંહાનૂક જેને પોતાના અંગત અધિકાર માનતા હતા તેના પર સિરિક મટકે આક્રમણ શરૂ કર્યું. વચ્ચે વચ્ચે કામચલાઉ વડા પ્રધાન તરીકે સિરિક મટકે કંબોડિયાનાં એલચીખાતાંઓને પ્રિન્સ સિંહાનૂક પર નહીં

પણ સીધા પ્રધાનમંડળ પર અહેવાલ મોકલવાનો આદેશ આપીને દેશના વિદેશસંબંધો પર પોતાનો અંકુશ સ્થાપવાનો પ્રયાસ કર્યો. આ માટે સિંહાનૂકે મટકને જાહેરમાં ઠપકો આપ્યો પણ એમને બરતરફ ન કર્યા. એ પછીથી મટકે એક પછી એક આર્થિક સુધારાને આગળ ધપાવ્યા—કંબોડિયાના ચલણ રાયલનું અવમૂલ્યન કર્યું, આંતરરાષ્ટ્રીય નાણાકીય સંસ્થાઓ સાથેનો સંબંધ પુનઃસ્થાપિત કર્યો, વેપાર અને બૅંકિંગને મુક્ત બનાવ્યાં. આ સુધારાઓથી સિંહાનૂકના ખ્મેર સમાજવાદમાં ગાબડાં પડયાં એટલું જ નહીં પણ એમના ઘણા સાથીઓની સ્થિતિ પણ એથી જોખમાઈ ગઈ. ૧૯૬૯ના ડિસેમ્બરમાં મટકની નવી આર્થિક નીતિઓને નામ પેનમાં મળેલી નેશનલ એસેમ્બ્લીએ બહાલી આપી. આથી પ્રધાનમંડળમાંના સિંહાનૂકતરફી જૂથ પર સીધો પ્રહાર થયો. આ પછી સિંહાનૂકના ચાર સાથીદારોએ રાજીનામાં આપ્યાં—આમાંથી એકને તો લાંચરુશ્વતના આરોપસર રાજીનામું આપવું પડયું. આર્થિક નીતિઓ પરત્વેના આ પરાજય પછી તરત જ સિંહાનૂકે લાંબી રાજા ભોગવવા માટે કંબોડિયા છોડયું. ત્રણ વર્ષમાં એમની આ પહેલી રજા હતી. પરંતુ એમની આ ગેરહાજરીએ પ્રજાની વિયેટનામવિરોધી લાગણીઓને ઉત્તેજીને વિયેટકોંગ સાથે સુલેહ કરવા માગતી પ્રિન્સ સિંહાનૂકની નીતિને વખોડી કાઢવાની સિરિક મટકને અને લોન નોલને તક પૂરી પડી.

૧૯૭૦ના માર્ચની ૮મીએ લશ્કરે એક કસોટી તરીકે પાટનગરથી ઠીક ઠીક દૂર એવા એક નાનકડા શહેરમાં વિયેટનામવિરોધી દેખાવો યોજ્યા. ત્રણ દિવસ બાદ નૉમ પેનમાં વિદ્યાર્થીઓ, સૈનિકો અને બસો જેટલા બૌદ્ધ સાધુઓ સ્વાતંત્ર્યસ્મારક પાસે ભેગા થયા. આ સૌ શાંતિ અને મિત્રાચારીનો ભાવ ધારણ કરીને સરકારી આયોજકોની પાછળ પાછળ ચાલતા એકાદ માઈલ દૂર આવેલી વિયેટ-કૉંગની એલચીકચેરી આગળ જમા થયા. ત્યાં તેઓ વિયેટનામવિરોધી સૂત્રો પોકારતા હતા. ત્યાં નાગરિક વસ્ત્રો-માં છુપાયેલા ૪૫ સૈનિકોએ એલચીકચેરીમાં દાખલ થઈને લૂંટફાટ ચલાવી. થોડી વાર પછી ઉત્તર વિયેટનામની એલચીકચેરીમાં પણ આવું જ બન્યું. તે દિવસે વિયેટ-નામી વસાહતીઓ ઉપર ક્યાંયે હિંસાનો બનાવ બન્યો નહીં, પરંતુ થોડાક દિવસો બાદ એ પણ થયું. એક વિયેટનામી રોમન કૅથલિક દેવળ તેમ જ કેટલાંક ઘરોનો નાશ કરવામાં આવ્યો. એલચીખાતાંઓની લૂંટફાટ સરકારી માણસોએ જ યોજી હતી છતાં એનું બહાનું આગળ ધરીને સિંહાનૂકના પક્ષકારો સામે પગલાં લેવામાં આવ્યાં. બીજે દિવસે પ્રધાનમંડળે પૅરિસ ખાતે સિંહાનૂકને તાર કરીને જણાવ્યું કે અમે આપણા ૨૫,૦૦૦ના લશ્કરમાં વધુ ૧૦,૦૦૦ માણસોની ભરતી કરવાનું નક્કી કર્યું છે, તેમ જ દેશની વિદેશનીતિમાં ધરખમ ફેરફારો લાવવાનું પણ નક્કી કર્યું છે. સિંહાનૂકની સ્થિતિ આથી ખૂબ જ કફોડી બની ગઈ.

દરમ્યાન કંબોડિયાની સરકારે એલચીખાતાંઓની લૂંટફાટ અંગે વિયેટકોંગ સમક્ષ તેમ જ ઉત્તર વિયેટનામ સમક્ષ દિલગીરી દર્શાવી પણ સાથોસાથ બે દિવસની અંદર કંબોડિયાના પ્રદેશમાંથી એમનાં સૈન્યો ખસેડી લેવાનું એમને આખરીનામું આપ્યું. આ બાજુ પૅરિસથી સિંહાનૂકે રાજ્યના વડારૂપ એમની માતા પર તાર કરીને જણાવ્યું કે આ બધા બનાવો પાછળ "પોતાનાં અંગત હિતોને વધુ મહત્ત્વ આપી રહેલી કેટલીક વ્યક્તિઓ"નું કાવતરું જ છે અને હું તાબડતોબ દેશ પાછો ફરીને રાષ્ટ્ર સમક્ષ મારી વાત રજૂ કરવાનો છું. તેઓ માર્ચની ૧૮મીએ પાછા ફરશે એવી જાહેરાત પણ એમણે કરી.

અહીં જ સિંહાનૂકે સૌથી પહેલી ગંભીર ભૂલ કરી. તેઓ માર્ચની ૧૮મીએ પાછા ફર્યા નહીં. (મૉસ્કો જેટલો જ સમય પેકિંગમાં ગાળવો જોઈએ એવા) રાજદ્વારી શિષ્ટાચારને માન આપીને એમણે નૉમ પેન પાછા ફરવાનું છેક માર્ચની ૨૪મી પર મુલતવી રાખ્યું, અને તે સાથે એમણે એમની માતા રાણી કોસામાકને બળવો દાબી દેવા માટે પોતાની શાહી સત્તાનો ઉપયોગ કરવાનું જણાવ્યું. રાણીએ લૉન નોલને અને સિરિક મટકને બોલાવ્યા, વિયેટનામવિરોધી દેખાવો યોજવાનું બંધ કરવા એમને હુકમ આપ્યો અને નેશનલ એસેમ્બ્લીને ખબર આપી કે એ જો એણે લીધેલાં પગલાં રદ નહીં કરે તો પોતે

એને બરખાસ્ત કરી દેશે. તે જ રાત્રે, જે પોલીસ છેક સુધી સિંહાનૂકતરફી રહી હતી તેણે સત્તા હાથ કરવાનો નિષ્ફળ પ્રયાસ કર્યો. પોલીસના માણસોએ લૉન નૉલને ગિરફતાર કરવાનો પ્રયાસ કર્યો પણ તેમાં તેઓ નિષ્ફળ ગયા. બીજે દિવસે સવારમાં લશ્કરે શહેરનો કબજો લઈ લીધો. લશ્કરના ટેકા સાથે નેશનલ ઍસેમ્બ્લી મળી અને એણે પોલીસદળના વડા અને સિંહાનૂકના એક સગા કર્નલ ઑમ મન્નોરિનનું લાંચરુશવતના આરોપસર રાજીનામું માગ્યું. પછી બખ્તરગાડીઓએ નૉમ પેનનાં મહત્ત્વનાં મથકો તરફ ધસી જઈ રેડિયોસ્ટેશન, વિમાની મથક અને ટપાલકચેરીને ઘેરી લીધાં અને ૧૮મીની સવારે, મૂળ જે દિવસે સિંહાનૂક નૉમ પેન પાછા ફરવાના હતા તે દિવસની સવારે, દેશની સરહદો બંધ કરી દેવામાં આવી. નેશનલ ઍસેમ્બ્લીએ તે દિવસે સિંહાનૂકને સત્તા-સ્થાનેથી દૂર કરી ભૂતકાળના એક પ્રકરણ પર પડદો પાડી દીધો.

પરંતુ લૉન નૉલની નવી નેતાગીરીએ રીતસરનું વહીવટી કામ શરૂ કર્યું ત્યારે જ ચિંતાજનક નવા બનાવો બનવા લાગ્યા. સામ્યવાદીઓએ કંબોડિયામાંનાં એમનાં મથકોએથી આક્રમણો શરૂ કર્યાં. સરકારની મૂળ વિયેટનામ-વિરોધી ઝુંબેશ સિંહાનૂકને મૂંઝવવા માટે શરૂ થયેલી તે હવે બધા અંકુશો વટાવી ગઈ અને ક્રૂર હિંસામાં પરિણમી. હજારો નિર્દોષ વિયેટનામીઓની કતલ થઈ.

મેકોંગ નદી વિયેટનામી મૃતદેહોથી ઊભરાવા લાગી, જાણે કે તરતું કબ્રસ્તાન! વિયેટકોંગી દળો આગળ વધતાં વધતાં નોમ પેનથી ૧૦ માઈલ દૂર આવી પહોંચ્યાં હતાં તેથી ગભરાઈ જઈને કંબોડિયાના બિનઅનુભવી સૈનિકોએ સ્થાનિક લોકો સાથે હાથ મિલાવીને સંખ્યાબંધ વિયેટનામી નાગરિકોની કતલ કરી હતી.

એવો જ બીજો ગંભીર બનાવ એ હતો કે લોન નોલની સરકારની પરવાનગી લીધા સિવાય દક્ષિણ વિયેટ-નામી અને અમેરિકી સૈન્યો કંબોડિયાના પ્રદેશમાં દાખલ થઈ ગયાં હતાં. બીજી પરિસ્થિતિ હોત તો આને આક્રમણ જ ગણવામાં આવ્યું હોત.

પરંતુ જેમ દિવસો પસાર થતા ગયા તેમ તેમ લોન નોલ સરકારની સ્થિતિ મજબૂત બનતી ગઈ અને એ ટકી રહેશે એવો દુનિયાના બીજા દેશોને વિશ્વાસ બેસવા લાગ્યો. એક વર્ષની અંદર તો આ નવી સરકાર, ઓછામાં ઓછું, દક્ષિણ વિયેટનામની સરકાર જેવી શક્તિ ધારણ કરીને ટકી શકશે એમ દેખાવા લાગ્યું.

આ રીતે કંબોડિયાના ઇતિહાસનો એક તોફાની યુગ પૂરો થયો પણ તે સાથે જ લાઓસ અને વિયેટનામ જેટલા જ લોહિયાળ અને ક્રૂર એવા બીજા તબક્કાનો પ્રારંભ થયો છે. હવે તો કંબોડિયાના પ્રશ્નનો ઉકેલ આખાયે હિંદી ચીનના સવાલના એક વ્યાપક ઉકેલ દ્વારા

જ આવી શકશે. જેટલી આશા લાઓસ અને વિયેટનામના ભાવિ માટે રાખી શકાય તેટલી જ આશા કંબોડિયાના ભાવિ માટે રાખી શકાય તેમ છે. તેથી જરાય વધુ નહીં કે ઓછી નહીં. એના દેશના અમુક ભાગ પર હજીયે સામ્યવાદીઓનો કબજો રહ્યો છે, પણ તેઓ હવે આખા દેશ પર ફરી વળવા માગતા હોય એમ દેખાતું નથી. દરમ્યાન કંબોડિયાનાં સંરક્ષણદળોને વધુ મજબૂત બનાવવામાં આવ્યાં છે. અમેરિકાથી મળેલી શસ્ત્રસામગ્રી વડે તેઓ વધુ સુસજ્જ બન્યાં છે. છ મહિનાના ટૂંકા ગાળામાં કંબોડિયાનું ૨૫,૦૦૦નું લશ્કર હવે ૭૫,૦૦૦નું બન્યું છે. સ્વાભાવિક રીતે જ લશ્કરી ખર્ચ ઘણું વધી ગયું છે. એને પરિણામે અનિવાર્ય રીતે ફુગાવો આવ્યો છે અને વસ્તુઓની અછત ઊભી થઈ છે. પ્રખ્યાત અંગકોર મંદિરો વિયેટકોંગી તોપગોળાની મર્યાદામાં આવી જતાં વિદેશી પ્રવાસીઓ દ્વારા મળતી આવક પણ નહિવત્ બની ગઈ છે. આમ છતાં કંબોડિયાના નવા નેતાઓએ શાંતિની શોધમાં પ્રયાણ આદર્યું છે. ભૂતકાળના ઘા રુઝાતાં હજી કેટલો વખત લાગશે તે કહી શકાતું નથી અને કંબોડિયામાં તાજેતરમાં જે કંઈ બન્યું એ સારું હતું કે ખોટું તેનો ન્યાય તો ઇતિહાસ જ તોળશે.

દરમ્યાન કંબોડિયાની પ્રમાણમાં શાંત, સરળ અને ધર્મપ્રેમી પ્રજાને માથે આંતરરાષ્ટ્રીય રાજકારણનાં કાળાં વાદળ હજી તો ઘેરાયેલાં રહ્યાં છે.



# નારાયણ પિલે



**એમ.** પી. નારાયણ પિલેનો જન્મ ૨૨ નવેમ્બર, ૧૯૩૯ના રોજ કેરળમાં થયો હતો. તેમણે તેમનું શિક્ષણ બનારસ હિંદુ યુનિવર્સિટીમાં લીધું હતું.

તેમણે હૉંગકૉંગથી પ્રગટ થતા સામયિક 'ફાર ઈસ્ટર્ન ઈકોનૉમિક રિવ્યૂ'માં સહાયક તંત્રી તરીકે કામ કર્યું હતું. ૧૯૬૯થી તેઓ 'કૉમર્સ'માં સહાયક સંપાદક તરીકે કામ કરે છે.

પૂર્વના દેશોનો તેમણે વિસ્તૃત પ્રવાસ કર્યો છે.

તેઓ આંતરરાષ્ટ્રીય કક્ષાનાં ઘણાં સામયિકોમાં અવારનવાર લેખો લખે છે. આ ઉપરાંત મલયાલમ ભાષામાં તેમના બે નવલિકાસંગ્રહો પણ પ્રગટ થયા છે.

---:00:---